ૐ

# લોક દુઃખ દર્શક અનાવૃષ્ટિ વર્ણન.

સં૦ ૧૯૫૫નું પોગળ.

---

રચનાર.

વીપ્ર

**શંકરલાલ છગનલાલ મેહેતા**

વાડાશિનોરવાળા.

---

**આવૃતી પેહેલી—પ્રત ૧૦૦૦**

સુરત ખોદાબક્ષ પ્રેસમાં એમ. જે. પોસ્ટવાળાએ છાપ્યું.

સં૦ ૧૯૫૬ સને ૧૯૦૦

કીમત રૂ. ૦-૧-૦

1900 ... 37

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં મુખ્યત્વે કરીને આ સાલમાં એટલે સંવત૧૯૫૫માં પડેલા દુકાળનું વીવેચન કરેલું છે. આ સાલ વરસાદ નહી આવવાથી તૃણ તથા અંનની બીલકુલ નીપજ થઇ નહી તેથી સર્વ પશુઓ આદી દીન જનો પીડીત થયા. તેથી એમ જણાય છે કે પ્રભુએ સૃષ્ટિમાં સર્વ પ્રાણીનુ જીવન એક પાણી તથા અંનને વીસે સમાવ્યું છે. તે આ કાળમાં સીદ્ધ થાય છે. તેમજ પુસ્તકમાં તે બેને એક ગણેલાં છે.

બીજુ પુ. દસરથ રાજા ને રામચંદ્રજીના પીતાના વખતાં માં પડેલા બાર વરસ દુકાળનુ ટુંક વાવેચન કરેલું છે તેમ તે સત્યવાદીએ પોતાના બહુ બળે પોતાની રાજ્યની સ્થિતી હતી તેવી રાખી રક્યા તે અથથી તે ઇતી સુધા વાંચતાં લખનાર લખેલા ભાવાર્થ વંચક આનંદ પમાડશે એજ

લી. સુભેચ્છક

સંકરલાલ છગનલાલ મેહુતા

વાડાશીનોરવાળા

૧૩૨૧

ॐ

तत्सत्परमात्मनेनमः

# लोक दुःख दर्शक अनावृष्टि वर्णन.

## મંગળા ચરણ.

### ઇશ્વર સ્તુતી.

#### દોહો.

જય જગતનાથ જગત પ્રતિપાળ
જય જગતદેવ જગતના ભુપાળ
જગ વંદના જય જગતા વીહારી
જગ પીતામાત જય જય જગધારી. ૧
જગતપતિ જગત કૃતી ન કળાય,
કરતુ અકરતુ છો અખીલ જગની કાય;
જગત પોસણ સોસ[1]ણ જગતના કૃપાળ,
વંદી વદેશંકર જય હો જગ દયાળ. ૨

---

૧ કાળરૂપ તાપથી તપનાર ઇશ્વર.

રાગ—(એ સી ચતરનાર)

જય જગ કૃપાળ જય જગ દયાળ,
જગ પ્રતિપાળ સંભાળ બાળ દુઃખ ટાળ;
આજ જગપાળ ભાળ જય જગ કૃપાળ ૧
અજ અમર આજ સીરતાજ રાજ,
કર કાજ દુખ તુ ભાજ રાખ જગ લાજ;
આજ વીભુસંકર રટત. જય જગ કૃપાળ ૨

દોહરા.

વીક્રમ સંવત ૧૯૫૫ની શાલ,
દુકાળ પડીયો દેસમાં કથન કરૂતે હાલ. ૧
સંકટમાં સૃષ્ટિ સહુ આવી પડી અકાલ,
વૃષ્ટિ થઈ નહી દેસમાં બન્યા સકળ બેહાલ. ૨
વાવ્યુ વશુધામાં રહુ નહી નીર કયાંથી પાય,
અમી હતી જે ઉરવીમાં સુર્ય તપે શોશાય. ૩
મહિ પર માયા મેઘના એહ વડા મહિપાળ,
તરછોડી તે તો ગયા પુરણ પડયો દુકાળ ૪

ભુજંગી છંદ

દુકાળે કરી દુર્દશા દેશ કેરી,
સુરા સુભટટો તે થયા આજ મેરી;
કરે શું બીના મેઘ શો દુખકારી,

મહિમાં વડી મેઘ માયા તમારી.
તમો પોસણ પ્રાણીયોનુ કરો છો,
વારી રૂપથી વીશ્વમાં વીચરો છો;
સુધા સૃષ્ટિમાં આપો આનંદકારો,
મહિમા વડી મેઘ માયા તમારી. ૨
અનુસંધ આદી વશુધાને વારી,
ઉગે તૃણને અંન્નના ઓઘ ભારી;
સહુ પ્રાણીનો પ્રાણ છે તેજ વારી,
મહિમા વડી મેઘ માયા તમારી. ૩
તમો વીણ છે શુક્સ શો ધુળધાણી,
ખુદયાં કુપમાં નીર તે તાંણી તાંણી;
અતિ ઓડ ઉમરેઠની થાકી નારી,
મહિમાં વડી મેઘ માયા તમારી. ૪
તળાવો સુકાઈ થયા ખુબ ખાલી,
નદી મોટી તે સર્વ આકાર આલી;
દ્રહોમાં ઠંઠંઠ ભયંકાર ભારી,
મહિમાં વડી મેઘ માયા તમારી. ૫

રાગ ( તેરી દસ્તી મે હુવા બદનામ હું )—એ રાહ.

ખુબી કયા કયા હે ખુદરતકી
ખલકમે ખુબી પાનીકી ટેક

આદી પાનીકા પુરૂસ બનાયા પાનીકી પનીહાર

---

નદીના ધરા કહે છે તે

પાનીકા સબ હાથી ઘોડા પાની હોતા અસ્વાર
રમ્ય સબ રમત પાનાકી ખલકમે ૧
કંકર માનીક મોતી પાની પાનીસે રંક ઓર રાય
ખુદાવીંદને બાગ બનાયા બીન પાની સુકાય.
જીવ કસુ મટી પાનીકી ખલકમે ૨

## મનહર છંદ

જગદીસે જગતના મુળ રૂપ મહત્વને,
પ્રાણુનો સંબંધ સર્વે પાણીમાં સમાવીયો;
પાણી પ્રાણનું સ્વરૂપ, પ્રાણ જગતનું રૂપ,
સ્થુલ શરીરમાં શ્રેષ્ઠ સૃષ્ટાએ જમાવીયો.
ભોમીનુ ભુસણ એહ અવનીમાં અનુપઅતી,
જગજીવનને જાણું ભામાયે ભમાવીયો:
કેશુ મઘવાએ ભર્ત ભોમીપર રોસ ધરી,
ખરખર ખારયો તેથી અહીં નવ આવીયો ૧

## દુમીલા છંદ.

## માત્રા મેળ

કંઈ લોક તણા મલી શોક કહે ઘન ગાજી ગયો સુગાગરમાં,
ઘનઘોર ઘટા ઘઘડાટ કરી સુ રમત રમ્યો રતનાગરમાં;
કંઈ ખંગ+ થઈને ખરીજ પડયો ભડકીને ભરાયો ભાગરમાં,
કહે શંકર ભર્ત પ્રજા ભયભીત થઇ પડી આજ ઉજાગરમાં ૧

---

+ લુલો

કઈવીનુતાનાં વળી વૃંદ કહુ અલીવાદળી સંગવીહાર રમ્યો
ગયો તે ગયો અતી આસ કઈ થઈ દંભી દુનયાનેજ દમ્યો
પાછો ન પાડેવો પોતે પુરંદર* સુ ભુમીભર્તનો ભાનુ નમ્યો
કહે શંકર કરૂણા કરવી ભુને આ દુખનો દીનકેમ ગમ્યો. ૨

## સવૈયા બત્રીસા.

કષ્ટ કદી ન પડયુ તે પડયુ કેતાં કંઠીતક વોની વાંણી,
અનચર૧ તૃણુ૨ ચર૩ જળચર કેરી સુ કથુ કર્મ તણી કાંણી
રંક બીચારા પદમર જનના કાળ કરે કોડે હાંણી,
કહે શંકર ખડ ધાંન વીનાના જન પશુ સઘળા ધુળધાણી. ૧

માત્ર મેળ.

## દુમીલા છંદ.

ધાંન વાનાનો ધર્મ કશો સું ધાંન વીના ધસસે રણમાં,
ધાંન વીના ધનને શુ કરે કહો ધાંનવીના બળ સુજણમાં
ધાંન વીનાં જન કેમ જીવે એક મુઠી મળી મણ બેમણમાં,
કહે શંકર કરૂણા કર વીભુએ કારજ સો સુકયુ કણમાં ૧

## છપ્પા.

અંન્ન વડો આધાર અંન્ન છે સૌનુ દાતા,
અન્ન સકળ ગુણ સાર અન્ન પીતાને માતા;
અન્ન થકી અરવીંદ૧ જેવુ જગ ખીલી રહેછે,
અન્ન થકી અભિષ્ટ* જનો સુખ જગ માલે છે

* ઈંદ્ર રાજા. ૧. માણસ. ૨. પશુ. ૩ જળની અંદર રહે-
નારા પ્રાણી જળથાજ જીવી શકે તે ૧ કમળ.* * મનવાંછીત

અજા ઉરવીપર૧ અમર છે જન જીવાડણ સદ્દવથ.
કહે સંકર સંશારમાં અન્નથી ઉપ્રર અદકું નથી. ૧
અન્ન તણી અરનીસ અમર પણ સેવ કરે છે,
અન્ન થકી અભીચાર૩ ધારણા ધ્યાન ધરે છે;
અંન્ન થકી અનુષ્ટાન ઉમંગ રહે છે અંગે,
અન્ન થકી અનુરાગ રતી રમણીની સંગે;
અંન્ન ઈષ્ટ છે સર્વને સંધ્યા વદન સુભ મતી,
કહે શંકર મોટમ મુકો અન્નથી મોટા મહીપતી ૨
અન્ન થકી માહાદેવ વીશ્નુને બ્રહ્મા જાંણો,
અન્ન થકી સૌ દેવ સેવ કરવા મન આંણો;
અન્ન થકી આતીથ્ય આવતો પ્રેમે પુજે,
અંન્ન થકી ઉદ્યોગ પ્રબળતા પુરી સુજે;
અંન્ન એજ ઇશ્વરવડો એથી સૌ સીધ થાય છે
કહે સંકર અન્ન ઊદકવીણ નગર ઝગર થઈ જાય છે ૩

## ભુજંગી છંદ

પડયો કાળ પંચાવનો હીંદ માહે,
સીમા દુખને સુખની હોય કયાંહે;
શકાતું નથી દુખ દ્રસ્ટિએ ભાળી,
કીધો આવડો કોપ શાને કૃપાળી ૧
વીના અન્ન દીનો ઘણું દુખ પામે,
પશુઓ પડી તરફડે ઠામ ઠામે;

૧. પૃથ્વી. ૨. મોટું. ૩. મંત્ર સાધના. ૪. સ્ત્રી.

સુકે કાળનુ દુખ તે કોળ ટાળી,
કીધો આવડો કોપ શાને કૃપાળી. ૨
વીના ભુસણ ભર્ત ભોમો દીસે છે.
પડયો કાળ તે દંત દેખો પીસે છે;
જેણે વીરહીને લીધા છે વીટાળી
કીધો આવડો કોપ શાને કૃપાળી. ૩
પીડા પામી પોકારતા દીન પ્રાણી,
કરે ફંડ લોકો દયા દીલ આંણી,
થકયા જે ગૃહસ્થોએ નીરાંત વાળી,
કીધો આવડો કોપ શાને કૃપાળી. ૪

ગીતી છંદ.

વીભુ વીભુ આ વશુધાપર આ દુખથી કુણ મુકત કરે આવી,
મહિપતીગત અવસરના ઈતીહાસ હું તેનો કહુછું દરશાવી.

## પુર્વે દસરથ રાજાના વખતમાં પડેલા બાર વરસ દુકાળનુ વર્ણન.

મારૂ

પુર્વે દ્વાદસ વરસ દુકાળ,
પડયો ભરત ભોમીમાં વીશાળ,
હતા દસરથ રાય ભુપાળ,
જેના પુત્ર થયા જગપાળ. ૧
એવા બળવંત ને ગુણવંત,
ધૈર્યવાન અને દયાવંત,
સત્ય તે જે સુધા કર જેવા,

જેને સુરપતી મોકલે મેવા, ૨
સુર શાખ સંગ્રામે જંપાવે,
ક્રોધ કીધે કૃતાંત કંપાવે,
રીપુ સંગ્રામે સામો ન આવે,
શાહયે શુરપતી પોતે બોલાવે. ૩
એવા દસરથ પુણ્ય પવીત્ર,
સુ સું ગાઉં હું એના ચરીત્ર.
એક દી દસરથ રાજંન,
તેડયા મઘવાએ સ્વર્ગ સુદન. ૪
મહ્યા રાય અરથ સો સરીયો,
વળતાં રાયને ગોવાળ મળીયો,
તેણુ તીલ દીધો એક તાંહે.
લીધો રાયજીએ કર માંહે. ૫
તીલ લેઈ આવ્યા નીજ દ્વારે,
વાવો વીગતે તુલસી ને ક્યારે,
તેથી નીપજીયુ વૃક્ષ એક
તેથી ઉપનાં બીજા અનેક. ૬
તેનો પક્ષ કરે રાજંન,
ગઈ પ્રસુતે સ્વર્ગ સુદન,
જાણ્યુ મઘવાએ તીલ ઈહાંથી,
અવની તળ તે ગયો ક્યાંથી, ૭
થયો ઈંદ્ર અતી ક્રોધ વેસ,
તીલ લેઈ ગયા અવધ નરેસ,

તેડયો અનુચર તેણીવાર,
જાએ અવધ પુરીની મોઝાર. ૮
જુઓ દસરથ કેરો દેસ,
પેરે પુરમાં કરી પ્રવેસ,
પેર પ્રીછી બોલાવજો આંહી,
કાંઈ કેશો ન કાવસો તાંહી. ૯
અનુચર અવધ પુર માંહે,
આવ્યો રાય કરે યજ્ઞ તાંહે,
ચાલો તમને તેડે સુર રાય,
હીંડો જરૂર કરોને ઉપાય. ૧૦
કેતાં રાય થય્યા તૈયાર,
ગયા અમપુરીની માઝાર,
જોઈ ઇંદ્ર કહે ભ્રગુટી ચડાવી,
તમે તીલ ચોરી ગયા આવી. ૧૧
માટે કરવી ઘટે છે શીક્ષાય,
વદયા કરજોડી દસરથ રાય,
શુંણો સુરપતી વાત હમારી,
નથી કીધી મે ચોરી તમારી. ૧૨
જાતાં આવતાં વણીકો વારે,
આવો ભરાઇને મુજદ્વારે,
તેના વૃક્ષનો યજ્ઞ મે કીધો,
સ્વામીઅપરાધમે સીર લીધો. ૧૩
પછે પાપ શીક્ષા કરો અમને,

દીજે શ્રાપ જેવુ ગટે તમને,
(ધંદ) તમ દેસ વીશે મહીપાળ,
પડે દ્વાદસ વરશ દુકાળ ૧૪
દ્વાદસ માસ સ્વસુર ઘર રેવુ,
એમાં જેહ ગમે તેહ લેવુ,
કહે અશ્વપતી હું જાવુ,
ઘેર પત્નીને પુછીને આવું. ૧૫

## ગીતી છંદ.

કહે રાજંન સુણ રાણી શ્રાપ દીધો મધવાંએ ક્રોધ આંણી,
દ્વાદસ વરસ દુકાળી કાં દ્વાદસ માસ સ્વસુર ઘર રહુ રાંણી,
કહો એમા સુ ગમતુ દેસ વેસ રહે બેસ એમ કરવું,
કહે દુખ સહીસુ પણ પ્રજા પીડાએ એમ ન આદરવું. ૨
કોસલ્યા કહે સ્વામી માન્ય કરો જે દ્વાદસ દુકાળી,
સ્વસુર ગેર નવ રેહેવું, દુકાળનુ દુખાતો કહસુ ટાળી.

## માત્રામેળ.

## દુમીલા છંદ.

(કોશલ્યા)
આમ વાશે કદી ધાંન ન હોયે તો વન જઈ વનફળ ખઈએ,
હોય સમૃદ્ધી સ્વસુર તણે ઘર તુચ્છ ગણી દીલ નવ દઈએ,
કહે જનની લંજ લાજ વીનાના પુરશાતન હીન કહેવઈએ,
સુણ શીરોમણી સ્વામી માના સ્વસુર તણે ઘર નવ રહીએ. ૧

## રાગ મારૂ.

જઈ રાય દુકાળને લાવ્યા.
આવી વસીષ્ઠ ગુરૂને બોલાવ્યા.

કહો ગુરૂજી હુવે કેમ કીજે,
પ્રજા સુખનુ શાશ્રન લીજે. ૧૬
મારા રાજ્યમાં આવી આ કષ્ટી,
બાર વર્ષ લગી અનાવષ્ટિ,
કહો ઉપાય કંઈ માહા મુન્ય,
આવે જગતીપર જરૂર પરજંન્ય. ૧૭

## રાગ શે.૨૭નો ગઝલ.

ગુરૂજી કહે સુણો રાયજી તેડાવો સૃંગી મુની જંનને
પ્રીતે પાઠવોને વારાંગના મુનીને છળે કરો આગના,
સમાધી હરેશે મુનીજંનને ગાન ૯ રથી હરે મંનને ગુરૂ ૧
મુનીનો જ્યાં જ્યાં દ્રષ્ટી જશે તે તે દેશમાં વ્રષ્ટિ થશે
માહામુનીના તપ તેજ સે વરસવુ પડે છે પ્રજંન્યને ગુરૂ ૨
જેની દ્રષ્ટિમાં છે આવી અમી એક કલ્પનામાં સૃષ્ટિ સમી,
આત્મ બળ વીસે નથી કંઈ કમી ત્રીભુવંન અલ્પ આં-
દનને. ગુરૂ ૩

## દોહી.

સુણી ભુપાળ ત્યાં તતકાળથી બોલાવી,
સકળવાત સુંદરીને કહી બતાવી,
પ્રીતે પથ હસી ઉરવશી પળે છે,
સદા જેહ માહા મુનીને છળે છે. ૧
વદન સરદ સશિ તેજને લજાવે,
સીશ કેશ કાળી કળામાં ન આવે,
કટી જોઈ કાનન કેસરી વસે છે,

વપુ જોઈ વીદ્યુત દીશામાં ખશે છે. ૨
ઉપમાં કહે શું કવી દશોત ચાલત મળે છે,
કામદેવનોજ કામની કળે છે,
મગનયની માંનોમદન વીશાળી,
મુકે મામ મુની માનુનીને ભાળી. ૩

માડ.

એવી સુંદરી સંચરી તાંહે,
આવી સુગીતણા વન માંહે,
ધરે અંતરમાં અભીમાન,
આવી સુગી ધરે જ્યાં ધ્યાન. ૧૮
આવા પ્રેમદા બેઠી ત્યાં પાસ,
દીઠું ત્યાં જેવું સ્વર્ગ અવાસ,
સર્વે શાજ પોતીકા ત્યાં કાઢી,
કરતી ગાન ત્યા વેણા વજાડી. ૧૯
સારંગી સરોદા શુર સાજ,
ગાજે ગગન નરગાને અવાજ,
કરતી કાંચની થેઈ ઈકા
ઠણકે રણકે ગુગરી ગમકાર. ૨૦
નૃત્યકારણી નૃત્ય કરે છે,
વડાં વીહંગનાં વૃંદ વળે છે,
કરતી ગાન મધુર શુર તાંણી,
જેની કોકીલ સરખી છે વાંણી. ૨૧
મંદ મંદ મધુર શુર નારી,

રહી મુની તણા દીલમાં ઉતારી,
મુની સગી થકા છે ઉત્પન્ન,
ગાન તાન થકી ચળે મંન. ૨૨
ગયા મધુર મધુર સુર કાન,
તેણે છુટયુ મુની તણુ ધ્યાન,
નેત્ર ખોલી મુનીવરે જોયુ,
ગાન તાન વીશે ચીત પ્રોયુ. ૨૩
પુછે મુનીવર ત્યાં પાય લાગી,
કહો. કયાં વશો છો વડા ત્યાગી,
તેજસ્વી છો વડા માહા મુન્ય,
ભલે આવ્યા વડુ અમ પુન્ય. ૨૪
માને મુની સેખર સમાન,
નથી અસ્ત્રી પુરૂસનુ ભાન,
નથી લેસ પસરી પ્રવતી,
નારાકારે હતીજ નીપ્રતી. ૨૫

## ગીતી છંદ.

(વારાંગના)
કામની કહે કરજોડી સુણો મુની હુ અમો જુના જોગી,
સાધન રતીરસ કેરૂ અસલ અમો હુઈસ્કતણા ભોગી. ૧

## રાગ મારૂ દેસીની ચાલ.

અમવનમાં મુનીવર જુઓ થાયે મીષ્ટ મેવા કેવા,
એમ કહી પકવાન દીધુ મુની તણુ મન લેવા. ૧
ચાખ્યું રસના થઈ ચંચળ માગીયુ પછી તાંહે

પ્રુકત કરી પોખ્યા મુનીને કહે મુની સદા રહો આંહે. ૨
એમ દીનપર દાન જાતાં થયુ મુનીનુ ચંચળ મન,
સ્થીર દ્રષ્ટિ થઈ ચંચળ થયા લુબ્ધ તદંન. ૩
વ્રતીઓ સૌ થઈ ચંચળ ગમ્યો મંનને ભોગ,
નીવ્રતી નાસી ગઈ જુવતીએ હરીયો જોગ. ૪
એમ થોડા દીન જાતાં આવ્યા સૃગી કેરા તાત
ભામની ભય પામી ઘણું થર થર કંપે ગાત. ૫
જાણ્યુ શ્રાપ દેહે મુનીશ્વર કર્યો પુત્રમે ભ્રષ્ટ,
પછી પાય કરગરવ. લાગી કહયુ સર્વ સ્પષ્ટ ૬
શુણો પ્રભુજી રાય દસરથે મોકલી મુને આંહે,
પુત્રને પાઠવો મુજ સંગે રાય તેડે તાંહે. ૭
અનાવષ્ટિ રહી દેશે પ્રજા પામી કષ્ટ,
તવ મુને અહીં મોકલી કરો દુખ સૌ નષ્ટ. ૮
મુનીએ મન વિચાર્યુ જે થયો ભ્રષ્ટ કુમાર,
અંજળી ભરી જળ છાંટયુ સુતને થયુ સાન અંગીકાર. ૯
પછી દીધી રજા મુનીએ જાઓ થાએ વ્રષ્ટિ,
સઉ જક્તના હીત કારણે રાયની કાપો કષ્ટ. ૧૦
સૃગી લેઇ સુંદરી આવી તે ઉપવન માંહે,
ખબર કરી ભુપાળને સાંમા તે આવ્યા તાંહે. ૧૧
પાદ પુજા કરી મુનીની લેઈ ગયા નગ્ર મોઝાર.
થઈ વ્રષ્ટિ દસરથ દેસમાં વરતાણો જયજયકાર. ૧૨

વલણ

વળી વદયા વસીષ્ટજી. સાંભળીયે શીખરાય,
કહુ તે કાજ કરો તદા. તો સઘળુ સુખદાય

## દુમોલા છંદ

રોહણીને જો શનીશ્ચર ગેરે તો વૃષ્ટ ભુમાનત થાય
રોહણી પંથ મુકાવો મહીપતી દ્દંદ કરો શનીશ્વરસુરાય
સતવાદીએ શનીશ્વર સાથે યુદ્ધ કર્યું કોથી ન કરાય
ચંદ્ર પ્રીયાનો પંથ મુકાવ્યો કીવી સૌ સૃષ્ટિ સુખદાય ૧

## ગીતી.

આયુગમાં જો પડતી તો જગનીપર જીવે ન જન કોઈ
સંપ સત્યથી સજંનો તે વખતે ન હતા દુખો કોઇ





પુસ્તક મળવાનું ઠેકાણું કર્તાને ઘેર

શંકરલાલ મગનલાલ ઠે. મહીધરપુરાની ગોલવાડીમાં

મુ. સુરત.

